# વાંઢાવિલાપ.

અને

# શ્રૃંગાર રસ

સઘળા શ્રીમાળી યુવાનોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

बु. मनसुखलाल मगनलाल

તથા.

બુ. લલુભાઈ અમુલખદાસ.

અમદાવાદ મધ્યે.

જ્ઞાનસાગર પ્રેસમાં શા. મગનલાલ વ્રજભુખણ

દાસે છાપી.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કીંમત રૂ ૦-૮-૦

# વાંઢાવિલાપ.

અને

# શૃંગાર રસ.

રસે ભીંજેલા જુવાનોને માટે.

બનાવનાર.

**ભાઈશંકર પુરૂશોતમ ત્રવાડી. લસુંદ્રા**

छपावी प्रसिध्ध करनार

**बु. मनसुखलाल मगनलाल**

અમદાવાદ મધ્યે.

ન્યાયસાગર પ્રેસમાં શા. મગનલાલ વ્રજભુખ-
ણદાસે છાપી.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કીંમત રૂ ૦-૮-૦

૩૮૦૧

# વાંઢા વિલાપ.

દોહરો.

જાણું જુગમાં જગદીશને, અકળ અચળ વીખ્યાત;
વાંઢો કરે વિલાપ તે, સુણજો સજ્જન વાત.

લાવણી.

અરે પ્રભુ મન ગમતો મુજને આપ્યો તેં અવતાર,
ઉત્તમ જાતી જ્ઞાતી મારી વિપ્ર તણી નીરધાર;
યોબન વેશને વપુ છે સુંદર કાંતિ કામ સરીખો,
પુરણ રીત પ્રકાશ હવી પણ નગણે નારીન નીરખી
માત પીતા પરથમ પરવાર્યાં એકલડો હું ધામ,
ગમે નહી મુજને ઘરમાં ના સુઝે એકે કામ;
કેમ કરીને દુઃખના દીવસ ગાળુ મારા ભાઇ,
નથી ગોઠતું નારી વીણ મનમાં રહુછું સુઝાઇ. ૨
આમ કરવું હતું ઇશને મનુષ્ય દેહ શું દીધો,

વિપ્ર જ્ઞાતીમાં પ્રગટ કરીને કેમ અકરમી કીધો;
ગરીબ સ્થિતિમાં હોઉ કદાપી તો હું મનડું વાળુ,
પણ એરી જુવાની મારી રાંડ વીના કેમ ગાળું. ૩
લુલી કે લંગડી હોત જો જેવી તેવી નારી,
કે આંખે કાણી કે બાડી ગણોત તેને સારી;
પણ મુળમાં માંટી નહી ને શા સંદેસા કાઢું,
જોઉં ગામ પરગામ બહુ હું નારી કયાંથી લાવું. ૪
જાય સખી સહીયર સંગાથે તળાવ કેરે આરે,
દેખી મનમાં દવ પ્રગટે એ નારીથી વધારે;
અરે માહરાં મા બાપાં તે મુઆં તહાંથી મરજો,
નીશાસો મારો છે મોટો નીસ્ચે નર્કમાં પડજો. ૫
અરે વાંક મા બાપ તણો શો કર્મ તણો આ વાંક,
ભુંડી રાંડ વિધાત્રા લખતાં અવળો લખીઓ આંક;
પાપી હું પેલા ભવનો તે આ જન્મારે આવ્યો,
ભલી નાત બ્રાહ્મણ કેરીમાં શું મુજને નીપજાવ્યો. ૬
અન્ય જાતમાં હોત કદાપી કરત નાતરૂં કોશું,
ભલી ભુંડી કો મળત મુજને પણ એળે ભવ ખોશું
વરસ વીસનો થયો અરે ના નીરખી નયણે નારી;
વાંઢો કેહેવાઉં જગમાં કોણ ગણે નહી સંસારી. ૭

પાડોશીની બૈરી તે પણ ઘરમાં કદી ના આવે,
સારાં નરતાં કામ મહી મુજને કો નવ બોલાવે;
કો નાગો કહે કોઈ રાંડ કહે મન માને તેમ બોલે,
છોકરડાં નાનાં તેતો પણ ગણે ન તરણા તોલે. ૮
પાણીનું બેડું લઇને હું જાઉં સરોવર આરે,
જુવાન નારી આમ તણી સહુ કરે મસ્કરી ભારે;
હાથે નીર ભરીને લાવું રાતે રસોઇ બનાવું,
સુકું પાકું કરૂં ઢેબરૂં બળ્યું એ મારૂં ખાવું. ૯
સેરામાંની સખીયો સર્વે સજે સરસ શણગાર,
જોઇ ધણીજન રીઝે મનમાં હું જાણું અંગાર;
બળુ મનમાં જોઇ છબીલી વીચાર વ્યાપે ભારી,
શો ઉપાય કરૂં ને કયાં જઉં મળે મુજને નારી. ૧૦
બૈરાંનું ટોળું જ્યાં બેસે તે મધ્યે હું જાતો,
પાયુ તણી વાતો કરતી તે સાંભળીને લજવાતો;
પાડોશણનો સાથ કરીને પાણી ભરવા જાઉં,
મળે કોઇ નોરી રસ્તામાં તે જોઇને હરખાઉં. ૧૧
બીજ કરી દળવાને માટે ઘેર બોલાવું નારી,
જો જાણે શેરીના માણુસ થાય ફજેતી મારી;

બીક મોટી સંસાર તણી તે સમજી મનમાં રેહેતો,
વાત દુખની મારા મનની તે કોને ના કેહેતો. ૧૨
ખાવા પીવાનું નવ સુજે સગુ સબંધી કોઇ;
એકલડો ઘરમાં સુતો ત્યાં રાત કાહાડું છું રોઇ;
અરે શીયાળાની રજનીમાં કોને ભીડુ બાથ,
દીન પ્રભુ દુખ દરીયામાંથી છોડવ ઝાલી હાથ. ૧૩
બરોબરીના મીત્રો મારા સૌને સુખડું આપ્યું,
અરે દૈવ ડાહાપણ તાહારૂં મેં એ ઉપરથી માપ્યું;
શો ટોટો પડીયો નારીનો મુજ સમુ ના મળીયું,
કાંહાં ગઇ જુગની જુવતી શું પાપ મુજને નડીયું ૧૪
બરોબરીના સહુ જુવાનો લઇને જુવતી જોડે,
રાત ગાળતા રંગ ભોગમાં કામની સંગે કોડે;
છાતીમાં ભીડીને સુતા પલંગમાં નર નારી,
મધુર વચન માનનીઓ ભણતી પ્રાણ થકી તે પ્યારી.
સોળ ધરી શણગાર અંગપર આંખે આંજન કરતી,
શબ્દ કોકીલા સંભળાવીને સર્વ તણું મન હરતી;
કાચી કેરી કે નારંગી સરખી છાતી જોઇ,
બળી મરૂં છું ભીતર ભડકે રાત કાડુ હું રોઇ, ૧૬

નવલ નારીઓ અંગ વીશે શણગાર સજેલા ધારૂ,
મનમાં એમ વિચાર થાય જે આવી હોય તો સારૂ,
હરશ થકી અલબેલીને હું બોલાવા જઉ લાડે,
દુર થકી દેખીને તેતો લાજ માહરી કાડે.        ૧૭
નામ સાંભળુ જુવતી કેરૂ તો મનમાં હરખાઉ,
પાણીનું બેડુ લઇને હું પુંઠળ પુંઠળ જાઉ;
દેખીને નાસે તે નારી જુવાન સુજને જોઇ,
એમ કરીને ઘણી નારીઓ હાથ આવેલી ખોઇ.૧૮
વાડ ઉપર રાતુ લુગડુ ઓઢારેલુ દેખું,
મન તણા સંકલ્પ થકી હું નારી સરખી પેખું;
તેવી નારીના સંગાથે પ્રીતીનુ મન રાખું,
પાસે જઇને જોઉ ત્યારે નીસાસો બહુ નાખું.   ૧૯
રાત્રી વેળા એક સમે મેં કૌતક કેવું કીધું,
જયેબા ઝઝ્ગો નારી વીના હું ના ખાધું ના પિધું;
પલંગમાં જઇને સુતો પણ નિંદ્રા તો નહિં આવે.
પ્રગટે મનમાં પરીતાપ બહુને નારી વીણ ના ફાવે.૨૦
ધિક જીવવું મારૂ જગમાં માનની મુખ ના જોયું,
વીશ વરસનો થયો અરે મેં જન્મ અકારથ ખોયું;
સુતા નહી આ પલંગમાં પ્યારી સંગે કો વાર,

વસ્ત્ર ઘરેણું આપીને ના રીઝવી કોદી નાર. ૨૧
એમ સોન્વના કરતાં સુતો પણ નિંદ્રા ના આવી.
સ્નેહ થકી ઉઠીને અમથી નારીને બોલાવી;
ત્રણ હાથનું હતુ લાકડુ મનુષ્યના કદ જેવું,
મનડુ વાળુ એમ કરીને જાણે લાવો લઉ. ૨૨
રાતો સાળુ ઓરાઢીને સહુ શણગાર ધરાવું,
પ્યારી પ્યારી કહીને હું તો હળવે રહી બોલાવું:
મીઠાં વાચક મુખથી બોલુ જાણુ એ છે નારી;
ઓ પ્યારી ઓ પ્યારી તું તો જીવન દોરી મારી.૨૩
રીસઇને બેઠાં શા માટે મુજ સંગે ના બોલો,
નાવલીયો હૂં નારી તારો અંતર પરદો ખોલો;
ઉઠ ઉઠ શું બેશી રહીછે કામ ઘણું છે ઘરમાં.
ખાવાનુ કર ખાંતે જલદી આળસ શી અંતરમાં.૨૪
શા માટે રીશાઇ છે પ્યારી જોઇએ તે લે માગી,
કામ કયું નથી કાંઇ ઘરનું નાનિ કીકી જાગી;
કાલે લાવું સરસ સાડલો ઉઠ હવે મુજ વ્હાલી,
શા માટે તું રોષ ધરે છે કજીઓ કરવા ખાલી. ૨૫
હવે કાંઇ નહીં કહુ તુજને કદી લડુ નહી પ્યારી,
જે તું કહેશે તે હા કહીશું દિલો જાન તું મારી;

મારા સમ ઉઠોને આપણુ વાત વિગતથી કરીયે,
મેવા ફળ આ આરોગીને શયનગ્રહે સંચરિયે. ૨૬
શાહી તું છે નારી મારી ગુણ તણો નહી પાર.
ચાલ હવે ચતુરા મુજ સાથે પલંગમાં નિરધાર;
જોજે વાગે ઠેસ પાયમાં અંધારૂ છે ઘરમાં,
જા દિવો કર વીરે રહિને દિવેલ ઝાઝુ ભરમાં. ૨૭
કરા પંથારી પ્રિતમ કેરિ સુશું આપણ એક,
રંગ ભોગ આનંદ માણતાં કરશું વાત વિવેક;
આવી રિતે કહેતાં મુજને હેત અતિશો આવ્યું,
સ્નેહ કરીને કાષ્ટ પુતળુ બાથ ભરી ભિડાવ્યું. ૨૮
ના જાણ્યું આ નિરજીવ વસ્તુ નરિ સરખુ લાગ્યું,
પડ્યુ લાકડુ પળમાં ઉપર માથુ મારૂ ભાંગ્યું;
વાંસો છોલાયોને મારી આંગળીઓ ચગદાઈ,
નારિનો નબળી થઇ તેથી રોવા બેઠો ભાઇ. ૨૯
પુરા પંદર દિન થયા તો શરિરમાં સુખ આવી,
નારી માટે કર્યાં વેખલાં દેહ સહુ ગુમાવી;
પુછે લોક શું થયુ તુજને ઉત્તર શો હું દેઉ,
શિડીપરથી ખશિ પડયોછુ નામ પારકુ લેઉ. ૩૦

દુખ તણિ આ વાત કહુ હું કોની આગળ જઇને,
પાંચ માણસો વચે ભાઇ બેસું ડાહયો થઇને;
જો જાણે આ વાત કોઇ તો થાય ફજેતી મારી,
શેરીનાં સહુ કરે મસ્કરી હસે સહુ નર નારિ. ૩૧
તે માટે આ તનનો અગ્નિ મનમાં હું બુઝાવું,
સુખ જોઇ આ સરવે જનનું ઘણો દુખીયો થાઉં:
બોલાવે નહિ મુજને કોઈ કામ કરે જયાં રૂડુ. ૩૨
અભાગીયો હું આ જગમાંને કરમ મહારૂ કુડુ,
ગાંડો ઘેલો ફરૂ ગામમાં કોણ ગતિ મુજ જાણે.
નાનાં છોરાં કરે મસ્કરી વળી કાછડી તાણે:
આવી રિતે દુખિયરો હું દુર્બળ મારી દેહ, ૩૩
નારિ નારિ નંરિ ઝંખુ સહુને મન સંદેહ.
કુડાં કરમ કરયાં પેલે ભવ શાનુ સૂખડુ પામુ,
આ અવતાર ગયો સહૂ એળે જઇ કોને શિર નામુ;
પેલે જન્મે પાપ અતિશે ગૌ હત્યાઓ કિધી, ૩૪
તે કારણથી સૌ દેવોએ શિક્ષા મુજને દિધી.
નથી હવે ઉપાય નારિનો કોટી કામ જો કરીર,
મિથ્યા વળખાં કરિ કરિ અંતે અથડાઇ મરિયે;
બળયો ઝળયો હૂં રહુછું મનમાં કોને મોં નવ કેહેતો

વાંઢાનુ જે દુખ પડે તે સરવે સમજી સેહેતો.
પણ ઇશ્વરને અરજ કરૂં છું જે દુખ છે મુજ માથે,
તેવું કો જનને ના આપીશ જોડુ દે સંગાથે;
આપઘાત કરિને મરવું તે પણ સમજાુછુ સારૂ,
તેથી પણ આ અધિક દુખ છે નારિ વિણ નઠારૂ.૩૬
વાંઢો વાંઢો કહે છે સઉકો પાઇ કોઇ ના ધીરે,
વળિ કોઇ અકરમી બોલે અભાગીયો શરિરે,
એ પ્રમાણે સઉ બોલે છે સર્વે સાંખી રહુછું;
શું કરિયે નિપજીયા એવા બોલ્યુ સહુનુ સહુછું. ૩૭
જે ગમિયું ઇશ્વરને તેતો ખરૂ આપણે કહિયે,
આવરદા પુરો કરવાને જગમાં બેશી રહિયે;
પણ આવુ દુખ કોઇ તણે શિર નવ આંપે શામળિયા
શો ટોટો છે તારા ઘરમાં હે વિશ્વેશ્વર બળિયા.૩૮
કરૂ વિનતી સર્વે જનને વાંડાનુ દુખ ભારે,
ભાઇલાલ કહે બળતો ભાસે અન્ય સૂખે વધારે;
પોતાને સુખ નહિ લગિરે બિજાનુ સૂખ દેખે,
રહે બળતો અંતરમાં તેથી અગ્નિ સરખુ પેખે. ૩૯

વાંઢા વિલાપ સમાપ્ત.

# शृंगाररस

## विषइ पुरुषे राखेली स्त्रिनी साथे पुरुषनु बोलवुं.



### વસંતતીલકા છંદ.

મારે કટાર મુજને પ્રિય પ્રેમનીરે,
વાગે અરે રદયમાં કહું કામનીરે;
વાંકી અદા તુજ તણી પ્રિય કાંતિ સારી,
લાગે મને ત્રિરસતા પ્રિય પ્રાણ પ્યારી.
કાપ્યું અરે શું મુજ કાળજું કામની તેં,
લીધું તદાપી ચિતડું ઝટ ભામની તેં;
કીધો કટાક્ષ કરીને વશ હું સમાણો,
મારી નયન તણી ચોટ રે જાદુ જાણો;
થેઇ થેઇ તાન તુજ પાય કરી રહે છે,
ચપળા ચતુર તારૂં નયનો કહે છે;

ભણતી મુખે તું પ્રિય પ્રેમ તણાેાજ પાઠ,
સજતી અરે તું નર વશ્ય કર્યાના ઠાઠ.
મોટા નરોજ તણું નીર પળમાં ઉતારે,
મ્રગાક્ષી નયને ફેંકી સત ઘાજમારે;
લાગ્યો મને કલેજે પ્રિય ઘાવ તારો,
ના છોડી યાર તુજને કદી થાઉં ન્યારો.
પ્યારી ખરી અરે માહરી પ્રાણ દાતા,
લાગેલ ઘાવ અંગે કદી ના રૂઝાતાઃ
પરણેલી મારી સ્ત્રી તે નહી પ્યારી લાગે,
જોઇ તને છબીલિ ભુખ તરસ ભાગે.
આવે સદા તુ મુજ મંદીરમાંજ રાતે,
આવિશ પ્યારી તુજને મુકવા પ્રભાતે;
રાતે રમી ઇશકમા ખુબ મોજ મારી,
આનંદ અંગ થકી ભોગ લઇશું પ્યારી;
પ્યારા ઘણા તુજ સ્તનો લલચાઇ જાઉં,
જોઇ અધુર તુજના સુખાયો હું થાઉં;
લેવાદે યાર આલીંગન એક વાર,
જોઉં પ્રિતેથી સ્તન તાહરા પ્રાણધાર.
જાણુછે નારંગી તણી સુભ જોડ સારી,

તેવા અલૌકિક સ્તનો તુજ પ્રાણપ્યારી;
જોઇ તને જુવંતી આ મુજ કામ જાગે,
જોઇ રૂપાળા મુખને શતઘાજ વાગે.
સંકલ્પ થાય મુજને મનમાં બહૂરે,
પ્રદિપ્ત તારા સ્તન તે જાણે ગ્રહુરે;
ભિડાને બાથ તુજને કરૂ પ્રાણપ્યારી,
ગુલાબી ગાલ તુજના ચળકેછે નારી.
તારા અધુર તણો રસ લઇ હું રાચુ,
હે મોહકારી તુજ પાસ આવીને જાચુ;
અળગાં કરીને વસ્ત્રો પ્રિય આવ આરી,
હું પણ તજીશ સર્વે સખી પાવ કોરી.
ઊંચા પલંગ મધ્યે સૈંયા કરીશું,
આનંદ અંગ તુજથી ખુબ રસ લઇશું;
વારેજ વાર તુજ પ્યાર ઘણો કરીને,
છબીલી કેલ તુજથી રંગે રમીને.
ભાણેજછુ સહૂ સવતણે હું પાડ,
જાણું છુ સરવ તુજ ભોગવ્યાના ઠાઠ;
મુખડા લણુ ઉજાબુ બહુ મોહકારી,

જોઉં પ્રિયા તુજ તણા તનને નિહાળી.
અમૃત ભરેલું મુખડું તુજનું દીસેજે,
તે જોઇને જીવતા આ મનડું હીસેછે;
બહુ વાર પ્યારી તુજને પ્રિત બોલાવું,
નિરખી તને નિત મને સુખિયો હું થાઉં.
આવે સમે તું વળી પ્રિત અધિક દાખે,
સુધા સમાન મુખથી પ્રિય શબ્દ ભાખે;
પ્રગટે કદાપી પ્રિત તુજને મારી પ્યારી,
કરતી કદિ તું મુખ ગાયન સુખકારી;
પ્રગટાવતા દિપક ચાર પલંગ પાસે,
ખોશેલ અગરબત્તિ તણા રૂડા સુવાસે;
અતર લગાવી સઘળા વપુ આપણામાં.
છાંટુ ગુલાબ જળનો ખુબ ખાટલામાં,
આવિ રીતે પ્રિય તુને નિત્ય હું બોલાવું;
આનંદ હાસ્ય કરીને દુખને નિવારૂં,
તરસ્યો હું પ્રિત તુજ તણા પ્રિય વારીથીરે,
ભુખ્યો હું પ્યારી તુજ તણા સુભ સ્નેહથીરે.
બંધાઇ પ્રિત તારી સખી જ્યારથીરે
મુકી મેં યારી પરની પ્રત્યે ત્યારથીરે
ગમતુ નથી અવર કાંઇ ન હવે તો,

છે શુન્ય સરવ જાણે તુજને જવેતો,
ચાલુ હું ચાલ ત્યારે અખડાઇ પડતો,
ધંધો કદાપિ કરવો મુજને ન ગમતોઃ
હે મોહકારી મુજ દીલ મહી તુ ગમતી.
માતંગચાલ સરખી હિંડ મલપતિ,
કીધુ છે કાળુ બીંદુ શુભ ગાલમાંરે,
કપાળમાં અનેવળિ અધરોષ્ઠમાંરે;
રંગેલ દાંત વળિ અંગુજ બિજ સરખા,
જાણે સુવા ચિંટાળી બહુ શબ્દ વદતા.
મોહયો હું જોઇ તુજની ભ્રગુટી રૂપાળિ,
શિ ઉપમા હું કહિશકુ દિલ દોસ્ત તારિ.

કુલટા નારીનો યાર પ્રત્યે જવાબ.

ઉપેંદ્ર વજ્રા છંદ.

તમે સખાછો પ્રિય પ્રાણ મારા,
કરૂં નહિ હું ક્ષણ એક ન્યારા,
દૃષ્ટિ ભરી જોઉ તમોને જ્યારે,
આનંદ પામુ પ્રિય પ્રાણ ત્યારે,
પતિ થકી છો બહુ પ્રિય કારી,
જોઇ રહુ હું કાંત્તિ તમારીઃ

સાસુ અને નણંદ બહુ લડે છે,
પરણ્યો હમારો જીવડો જલે છે.
પણના ભુલુ હુ ક્ષણ એક તમને,
વિયોગની દુખ વ્યાપે છે અમને.
પળે પળે પ્રિતમ યાદ આવે,
મળવા તમોને જીવડો દુખાવે.
સુંખડુ હું માણુ તમ સંગ સારૂ,
ભલે કહે કોઇ મને નઠારૂ;
પતિ તણી ગર્જ ન રાખતિરે,
સાસુ તણા શબ્દ હું સાંખતીરે.
જાણે છે સરવે પ્રિત આપણીરે,
કે'છે સહુ મુજને પાપણીરે;
પણ બાંધીયો મેં તમ સંગ પ્યાર,
ન છુટશે તે કદી કોઇ વાર,
મળ્યાં હતાં આપણ તેજ દંને,
જાણ્યું, પતિએ અને નાની નણદે;
કહે મને કયાં ગઇ તું હતિરે,
ખરે બપોર ઘરમાં નતીરે,

તમે ધાવતા મુજ સ્તન જ્યારે,
ફાટી હતિ કાંચળી તન ત્યારે;
વાળા અધુરે તમ દંત બેઠા,
છાતિ મહિ જિમ નખ પેઠા,
ભીડી હતી મુજને બાથમાંતો;
ઝીણાં જે વસ્ત્રો ફાટ્યાં હતાં તો,
થઇ હતી શિથિળ મુજ કાયા,
લાગી મને મોહન આપ માયા;
છુટ્યો હતો સ્વેદ મને શરીરે,
જાણ્યું તે સઘળું નણદીના ચિરે,
પુછ્યું મને ક્યાં ગઇરે હતી તું;
બોલાવતો તો ઘરમાં નથી તું.
કહ્યું ગઇ હું પીયુ દેવ દ્વારે,
દરશન કરીને તો આવી અત્યારે,
કહે પીઉ શું વપુ તુજ આવું,
છાતી ધડકતી મુખ શોક જેવું;
ગઇ ક્યાં હતી તુ કુલટા કુનારી,
જાણું હું વાતો સરવેજ તારી.

આ ... ઉત્તર મેં રહૂ સાથનેરે,
બોલાયું નહિ સાસુ સાસરેરે,
નથી હું ધરતિ ડર કોઇ જનનો,
નથી મને ધ્રાસકો કો સ્વજનનો,
માટે પ્રિયા લાગ તકાશી રેહજો,
આવે કદાપી તો બોલાવી લેજો.
આં દેહ તો સહિ પ્રિય આપનો છે,
લીધો જનમ તે પ્યારા તમ્રો છે,
જયારે વદોછો મુખમાંથી વાણિ,
મુજ સાથે હેતે પ્રિય શબ્દ જાણિ;
પ્રગટે તે વેળા ખુબ સ્નેહ અંગે,
જાણે હું આવુજ તમારી સંગે.
માટે તમે રોજ મળજો મનેરે,
કદી નહિ જાઉ પીયુ કનેરે;
વાલા ગ્રહી બાંવડલી-તમારી,
કદા નહિ હું અળગો થવાની.

## પરદેશી રહેલા પુરૂશનું વિનતા પ્રત્યે બોલવું.

તોટક છંદ.

પ્રિય પ્યારી વશીપર દેશ વિશે,
દુખમાં દુનિયાં શુનકાર દિશે;
ચતુરાવિણ ચેન ચિત્તે ન જડે,
જરી શાંતિ તણો નવ માર્ગ જડે.
વિરહે ઉભરે તન વ્યાકુળતા,
મળવા મનમાં અતી આતુરતા,
વિધિએ વીપરીત વિયોગ કર્યો,
પરિતાપ સહૂ તનમાંજ ભર્યો;
અગ્ન કદિ પાવકની પ્રગડે,
મળતાં નિર તે પળમાંજ મટે.
પ્રગટી વિન્હી વિયોગ વ્યથા,
ન મિલાપ વિના કદિ થાય વ્રથા,
કરયું કેમ કઠોણ રદે વિનતા,
કેમ દેખા શકે દિનની દિનતા,
કયમ આમ નમેરી બની નવલી,
સ્વપ્ને પણ ભેટ ન દેતા ભલી;
શશીની સૂભ શીતળતા સઘળી,

તુજ મુખની અંદર આવી મળી.
અવલોકી અલૌકિક એ સુરતી,
અભિમાન તજે ઢિંકેરૂ રતાં;
પ્રિય વસ્તુ ગણું પ્રિય પ્યારી તને,
બહુ વિધ થકી બલીહારી તને.
ન કદી વિસરૂ સકુમારી તને,
ગણું સાધન હું સુખકારી તને.
મુખમાં મુખ દઇ મધુરૂ હસતી,
રતી રંગની અંગ કરે મસતી;
જવ બેશી પલંગ ઉછંગ ચડે,
હર વઇભવ ત્યાં હલકોજ પડે.
અળગાં કરે વસ્ત્ર શરીર થકી,
રૂપ ગોરૂ ઉઘાડુ દેખાય નહીઃ
મોહ ઓટ છે તુજ બદન વિશે,
ફળ લાગેલ જાણે રતન દીસે.
લલના જવ લાડ કરે લટકે,
અડીને ચિત્ત તે સ્થળમાં અટકે;
હઠ કંઇક કરે હસતી હસતી,

ધસતી ધીમી આવે કદી ખસતી.
ઠીક વાત કરે ઠસતી ઠસતી,
સુવિલાસ કરેજ સતીજ સતી;
પરખી પરખી વચનો ઉચરે,
હરખી હરખી ઉરભાવ ધરે.
નીજ પરેર રહયો નરના કરમાં,
મારે ચોટ નીવા આવતા નરમાં;
લટકાળી શીરે લટકાળા રૂડી,
સકુમાર સકોમળ આપ ચડી.
મુરતી મન મોહન છે મુળથી,
પ્રગટી વળી પાવન તું કુળથી;
તુજ પ્રેમ પ્રભાવ સ્વભાવ સદા,
કપટે કરી તું લપટીન કદા.
દિવસે તું દીવાકર છે લીલનો,
નીશમાં તું નીશા કર છે મુજનો;
મળી દીવ્ય ચિંતામણી તુજ સમી,
કશી વાતની હું ગણું કેમ કમી.
ગમતી કરવા સરવે ગુજને,
મળવા મન આતુર છે તુજને.

### વસંત તીલકા છંદ

છુટાં પડયાં વળગીને સકુમાર પ્યારી,
નાતે ઘડી વિસરતાં વીસરે વીસારી;
તે કાળ સ્વર્ગિક સુખો સઘળાં ભુલાવે,
તે કાળ દૈવીક સમો ફરીયાદ આવે.
તારા વીયોગ થકી આ જન દુઃખ પામે
તારા વીના ન કદી જામતી જ્યોત જામે
તારા વીના વપુનુ ભાન હું છેક ભુલ્યો,
દે આવી દર્શન મને ચોરહે હું ઝુલ્યો;
જ્યાં દેખતી મુજ મુખાકૃતી કે તું તારૂં.
મલકાવતી મલઃતુ મુખડુંજ સારૂં;
ને બોલતી મધુર શબ્દ મુખે રૂપાળા,
તે હાય કેમ પળમાં વીસરૂં હું બાળા.
જ્યારે બહાર ગયેલો મુજને તું જાણે,
જ્યારે ઝઝુમતી વિચારતી ચિત્ત શાણે;
ને દેખતી જત્મને વળતો ત્વરાથી,
હર્ષાશ્રુએ ભીજીત આંખડી તારી સાથી.
કોઇક વાર કરી લાડ રીસાતી હુંથી,

કોહેક વાર મહમાં વળી વેણ ગુંથી;
કોહેક વાર મરડે કરોધ ધારી.
તોયે મને રદયથી ન મુકયો વિસારી.
જ્યારે સુણે વિચરતો મુજને વિદેશે,
આવે ત્વરાથી મળવા પ્રેમદા હમેશે;
ક્યારે હવે ફરી મેળાપ થશે તમારો,
તે શબ્દ હાય સ્મરતાં જીવ જાય મારો.
તારા મહુ મહુ શું શબ્દ વિયોગ કાલે;
વિંધે પ્રગાક્ષી મમ અંતર દેહ ગાળે.
રે રાખજો મુજ પ્રતે પ્રિય મેહેરબાની,
એ શબ્દ અંતર થકી નવ જાય જાની.
રૂઝાય ઘા સમર ક્ષેત્ર તણે કદાપી,
ક્ષત્રી તણા શીરના ઉપર છાપ છાપીઃ
મમ સ્થળે તવ વિયોગ થકી પડેલો,
નિશ્ચે રૂઝેન પ્રિત ઘાવ વચે ઘડેલો.
નેત્રે નીહાલી નવી મમ તણી ખુંવારી,
મસ્તી સુઝે મસ મને રમવા શુ ચારી.
નિત્યે ધરે નવ નવાં કપરાં સુ અંગે,

લાજે રતીની રખી આપણી જોડે રંગે.
લજ્જા વિહીન મમ મિત્ર કહાપા ચાલો,
નાના પ્રકારની ક્રીડા કરતી નાહાળી.
આવે અગાડી રીસથી ન ગાળ દેવી,
શી તારી મોટાઇ તણી વધુ વાત કેવી.
દશાવતી દીલ ધરી અતીસે ઊમંગે.
હા વિકક!! વિકક!! તુજન વિરહા અનંગે,
ઝાજુ લખે રહ્દય ટળવળતું રહેછે.
ઝાજુ લખ્યે નયન ભાદરવો ઝરેછે;
ઝાઝુલખે કમળ લોચનની દુઃખ થાય;
ઝાજુ લખે પણ વિયોગ નહી ટળાય.
નિંદ્રા સમે નિશયમાં બહુ સ્વપ્ન થાય,
બાળે વિરહાગ્નિ મુજને દુઃખ રાત જાય.
કો દીન થાઉ ભુલમાં વિર્ય પાત નારી.
પણ ના ભુલાય મમ પ્યારા સુખ મુરતિ તારી
સંયાગ દુરલભ પિયા હમણાં થવાનો.
સંયોગ યોગ તીણુકો થકી શો પ્રિયાનો,
વિયોગીનું દુખડું એક વિયોગી જાણે;

બાળ પ્રસુત દુખ વાંઝણીશું પ્રમાણે.
નવરાત્રીના ગરબાનો ચીતાર.
વસંત તીલા છંદ.

વામા વિચિત્ર સજી વસ્ત્ર બણી ઠણીને,
તેડુ થયે વિચરતી તજતી ધણીને.
સુઢે સખી સહીત ઝાંકડીઓ ફ્લંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે,
સાલે મીજાજ ધરા સાંચવી પાદ પંકતી,
જીને ગજેંદ્ર ગતિમાં નહી એની શકિત.
જાણે સરી નભથી વીજળી અભ્રજ ગે
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમ ગે.
કો સાંકળાં ઘરની બીક થકી બિચારી,
પેરંડા જતી પતિ રજા વીણ દુખાંચારી;
ને કોઇ ઝાંઝર તણો ઝમકાર સંગે,
ગોરી ઘુમે ગમતાં ગરબે ઉમંગે.
કંઇકે કસેલી હતી કંચુકી કેશ કાળી,
દેખાય આપ કંટાળા કુમળા રૂપાળી,
ઉંચા કરે નફટ તાળા ઝીલતી ખંતે,

ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
તે ટાણે સીન દીસતા નીરળા સાર,
કેરી સમાન કુમળા વપુશુ વિશાળ;
પેરેલી ચોળી દીસતી તે સ્તન ઢાંકી,
જોતાં જુવાન જનનું મન રે ન રાખી;
પોતાના યાર જનને દેખાડવાને,
બીજા વળી પુરૂશ કોઇને પાડવાને;
કરતી તુ વાર વારે નફટ નેન ચાળા.
દરશાવતી અધુર ગાલ અરે રૂપાળા.
બાળા કરે વિવિધ વલભ નામુ ચાળા
સાળુ જી નવીન પલ્લવ કોરવાળા,
દેખી દીલે દરદી દીન બળે અનંગે.
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
કો કો સ્થળે સરસ આકૃતી અંગ નાની,
ઉંચેસુ આસન બીરાજાતે ઇંદ્ર રાણી;
શોભે મણી શીર ધરયો જયમકો ભુજંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
એકત્ર લેતી તરૂણી તડ તાળી ભારિ,
રાધા સમાન વળિ કો ગવરાવનારી;

દે તાળી અગ્ર થઇને કરી નાદ ફુંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
જુવાન બાળક બચ્ચા ઝટ કરીવાળુ,
વેગે વળે નિરખવા મુખડુ રૂપાળુ;
જૂઠેથી મળે રખડતા કૈંક ઉમંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
શોખા હીંડે કંઇક પગે કંઇ જોડી ગાડી,
રાખે ખસુસ ખપ ખાતર તે ઉઘાડી;
કોઇ સ્થળે રહ્ય રિઝવુ સુ મ્રદંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
વાટે પડી વિચરતા જનને પુછે કો,
આપાસ ભાઇ કંઇ છે ગરબે તડાકો,
જો હા કહે કુચ કરે કશિકેડ તંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
લોકો લઢે મસ પઠે જહીં તાલ અચ્છો,
આવે પુઠેથી જબરો જનમાંહી ધકકો;
દેખી ડરે પ્રમુખ ડાંટ જનોથિ દંગે,
ગોરી ઘુમે ગમતમાં ગરબે ઉમંગે.
શોખિન શેલ કરતા કર મિત્ર ઝાલી,

પેશી ગ[illegible] છબિલા લે ખુબ તાળિ;
ઝુરે વિયોગિ [illegible] એકલડા પલંગે,
ગોરી ધુમે ગમતમાં ગરબે ઉમંગે.
માનારિ માનિ થઇ માન બહુ તરાવે;
શોખિનાા શિતળ અંતરને સતાવે;
કંઇ ગાયકા પતિ સંગા મદથાં ઉલંગે,
ગોરી ધુમે ગમતમાં ગરબે ઉમંગે.
ભાળી છબીલિ છબિ કામણગાળી કેરી,
હરખે પતિ આફળ તરત વિરો વધેરી;
ને ઘેર જઇ પછી બળે વિહુંથી અંગે,
ગોરી ધુમે ગમતમાં ગરબે ઉમંગે.
શોખિન સરવ જેણે ગરબો ન ભાળ્યો,
તો તે જને જનમ અત્ર વ્રથા ગુમાવ્યો;
જો એકવાર નિરખ્યો નહીં કોઇ દન,
ધિક્કાર હે જનમ તેહનો જાણો મન.
ડાકોરમાં દરશાન કરવા જનારી અબળાની
શોભા.
અંગે શજી અનુપ વસ્ત્ર વિચિત્ર રંગે,

જાએ સહુ નવલ નારીયો સાથ સંગે;
મદની ભરેલ મહીલા નવ જોબનાએ,
પ્યારી છબીલી છળમાં ખુબ ડેલનાએ.
ચાલ મીજાજ ધરતી કરતો ઇસારા,
ગજેન્દ્ર જે વીગતિથી વિચરે એ બાળા;
અમરા પુરીથી જાણે પરી ઉતરી છે,
છાકેલ છેલ ચપળા મદની ભરી છે.
કંઠે ધર્યા કનકના શણગાર સારા,
હાથે ધરયા બિલોરી સૂરતા રૂપાળા;
પેરી છે પ્યારી વળિ તેં કંચુકી કાળિ,
લાગે છે તેથી વલ્લભા મુજને રૂપાળિ.
કરવા તું જાય દર્શન પ્રભુ રણછોડ કેરૂ,
જાણે છબિલી છકમાં મન માને મારૂ.
ઉઠાવતિ ચરણ મંદગતિથી પ્યારી,
મારે કટાક્ષસરથિ નરને નિહાળિ.
શું રૂપ તારૂં કહુ હું મન મોહની તું,
જોઇ તને જીવ થકી થઉ ક્ષોભ તો હૂં;
રે પ્યારી પાદ તુજ તણા શુભ પદ્મ જેવા,
જાનિ વળિ સરસ છે ઉપમાન દેવા.

બાળા! તું આવે હરિ મંદિર પાશ જ્યારે,
પુછે પ્રભુ હું તુજની થઇ મોહ ત્યારે.
પેરિ છે અંગ વિશે તેં વિધ રંગ ચોળિ,
મેદિત ગાત્ર ગમતૂ વળિ અંગ ગોરી.
દિધી છે ભાલ મહિ કેવિ ટિલડી રૂપાળિ,
પે'રિ લિધી અંગ વિશે કંચુકી કાળિ;
બુટ્ટા જડેલ કશબિ સુભ સાડલો છે,
પે'રી લિધો ચતુરા મુલમાં ઘણો છે.
ધિરે રહિ વદતી શબ્દ ઝીણા વિરસ્તા,
તે જોઇ જન થઇ વ્યાકુળ પાસ ફરતા;
પ્રિતી હશે પ્રથમ તેહને નેન મારિ,
સમજાવિ લેતિ પળમાં પઇ પ્રેમવારી,
બિજા અનેક પુરૂશો બળે મુખ જોઇ.
ભુલે છે ભાન તનનું વળિ શુદ્ધ ખોઇ,
વળિ કોઇ સાન કરીને પ્રેમદા બોલાવે,
રૂપેરી અધેલિ વળિ પાવલિ આ દેખાવે.
જોઇ મનાવે મન માનનીનું જેવારે,
પ્યારી વશિ પુરૂષ શું પ્રિતિ વધારે;
ગાંડો બનિ પુરૂષ તેવિ વદે છે વાણિ,

તું પ્રાણ પ્યારિ મારિ વળિ સાંત શાણિ;
બંધાયો પાસ તુજથિ જટ બંધ ખોલ,
દયા કરિ મુજ સમાં મૃદુ વાક્ય બોલ;
ગુલ બા ગાલ બનીયા ચોતડુ લગાવા,
કાંન્તા અધુર મધુરના રસ આપ પાવા,
બનીયું સ્વરૂપ તારૂ શુભ કાંતા પ્યારી,
પ્રિતિ ધરે છે તુજશુ કરવાને યારી.
ના હું કદી કરૂ હવે જન કોઇ સંગ.
પ્રગટે છે પ્યારિ તુજશુ મુજને ઉમંગ.
એવી રીતે અવર સર્વ ધનને ગુમાવે,
યારિ કરે સરવશુ પ્યારી બુલાવે;
એવી અનેક છકમાં છાકેલ ઝાઝો;
જાતાં ગ્રહે કો સ્તન પણ મન થાય રાજી.
જો હોય વાર કદી દર્શન નીજ જયારે,
બેસે બહાર જઇ ચોતરે સરવ ત્યારે;
મનમાં ભરેલ મદ સરવએ ભામનીને,
જોતા ફરે પુરૂષ સ એ કામનીને.
ઉઘાડી છાતી રાખી મન મોહ નાખે,
પલકાવી મુખ મરડી નિજ બળ દાખે,

ઢાંકેલ કંચુકિ મહિં સ્તન તેહનાજે,
દીસે અલોકીક અરે રસ વારિ છાજે,
ઝંઘાછે ગોરી જો આરસ પહાણ સરખી,
ચાતુર્ય વાદ ચપળા રમતી કુરંગી;
આશા રૂપાળા ભાલે પ્રિય મોહ પામું,
છોડી દીધું સરવ આ જોઇનેજ સામું.
લેવાદે યાર આલીંઘન નેહ ધારિ,
ગાઉ ઘણા ગુણ વળી તુજ સ્નેહ કારી;
શું ભાઇ વરણન કરૂં પ્રિય વાત બહુછે
આવી છબીલી જો ડાકોર માંહા સહુછે,
જલ માટ જાય વળી ગોમતી ઘાટમાંતો,
નુખરાં કરે નયનનાં મિય વાટમાંતો,
શીઉપમા કહું તહા વિનતાજ કેરી,
જો અપ્સરા જતી હશે સ્વગ ઘણેરી.
રૂડા અવાજ નિકળે મિય ઝાંઝરાંના,
બાજુ તણાજ શબ્દો બહુ ગાયકાના,
માંનુ ખરે હું ધન્ય આ મિય આજ જોઇ,
રે હું રહું સરવમાં સરખોજ મોહી.

# शीतळा सातम राधाअष्टमी दुर्वा अष्टमी आदी पर्वने दीवसे नहावा जनार स्त्रीओनो चितार.

તોકટ છંદ

નીસરે સહુ નારીયો ધામ થકી,
સખિયોનીજ સાથ બોલાવે નકી,
શણગાર સજ્યા સહુ અંગ વિશે,
પણ વસ્ત્ર નહી તન પેજ દીસે.
કરી સ્નાન પછી અંબર સજવા,
બહુ વિધથી ગાંઠડે બાંધ્યા નવા,
બહુ જીરણ વસ્ત્ર ધર્યાં અંગે,
પણ મોહીત લાગે તન રંગે.
નવ કાંચળિ પે'રી બદન વિશે,
સ્તન છાતી ઉપર ઉઘાડા દીસે,
મુખ ઉપર ગાલ અલૌકિક છે,
વળિ બીંદુ અલૌકિક શોભિત છે.

પગ પાની અને વળિ જંઘા સહુ,
દર્શક વસ્ત્રે દેખાય બહુ,
ચપળા ચિત્ત ચોરજ ટોળે મળી,
નદીએ નહાવા કારણુ નીકળી,
શુભ મોતન હાર ધર્યા છે ગળે,
કોઇ ઝાંઝર નાદ બજાતી ચલે,
થઇ દો દશથી અબળા ભેળી,
મહા ઝુંડ મચ્યું સહુ સાહેલી.
સહુ જાય સરીતા નાવાને,
ગરબે ગુણવંતની ગાવાને,
કહું શું મુખથી રસના ન વદે,
ધર્યા કંકણુ હાર કુરંગી રદે.
નુખરાં કરતાં નરને ભાળી,
વળા દેતી ભલી કરમાં તાળી,
લલના લલિતા લટકાળી ખરે,
તુજ પ્રાસ દેવાંગના નીર ભરે,
નહીં નહીં તું અપ્સરા ઉરવશી,
નહીં નહીં તુ શકુંતલા જોડ કશી,

નહીં નહીં રે પ્રિયા તું સમી રંભા,
તુજ જોડ નહી જુગમાં શોભા.
લટકાળી દીસે લટકે છાતી,
મસ્તાન થઇ મદથી માતી;
જઇ બેસતી તું જળ રેવામાં,
અતી ઉત્તમ નિર ઉછાળામાં.
રમતી સખિયો સહુ જળ મહી,
ગુણ ગોપિકાઓથી ન્યુન્ય નહી,
જળક્રીડા કરે બહુ જોર થકી,
તર રોકી શકે જન કોણ નકી.
કરી લેહેર વળી જળ બહાર રમે,
જુવતી સહુ તે નરનેજ ગમે,
તવ મોહીત એ મધુરા લાગે,
પ્રિય જોઇ અનંગ મને જાગે.
તુજ શિર તણો ઉપમાજ કહે,
કંઇ જાણે ગુફાએ ભુજંગ રહે,
વળિ ગાલ બેહાલ મને કરતા,
તુજ બોલ થકી ફુલડાં ગરતાં.

હસતી મુજ મન પ્રિયા હરતી,
નરને જોઇને નુખરાં કરતી,
તન જીરણ વસ્ત્ર ભિંજાઇ રહ્યું,
પ્રિય તે થકી રૂપન જાય કહ્યું.
વળિ સ્તન અલૌકિક બા'ર પડયા,
તવ જોઇને પ્યારી રદેજ નડયા,
ફરી દે મુજને ભરથાર હવે,
સુખ શાંતિ મળે મેળાપ થવે
તુજ તન ઉપર ખુરબાન કરૂ,
તુજ સંગ થતાં નહી કોથી ડરૂ.
કરૂ પાન અધુરનું પુર્ણ થકી,
લઇ અમ્રત રસ એ બહાર થકી,
વળિ પ્યારી કહી ખુબ ભેટ લઉ,
તુજ ભોગવીને રળિયાત થઉ.

## पनघट उपर पाणी भरवा आवनार स्त्रीओना चरित्र.

### લાવણી.

ચલી જળ ભરનેકુ યાર છબીલી નારી,

મહોબતમેં બડી ભરપુર તું કામણગાળી
સુંદાર સરોવર શેહેરકી અંદર છાજે,
મન મોહન મહીલા જળ ભરનેકુ આતે.
સુનેકી ગગરી શિરપર નાગન ડોલે,
અમ્રતકા સરખા વેણ ચતુરા બોલે.
સરખી સાહેલી આતી જોબન વાલી,
મહોબતમેં બડી ભરપુર તું કામણગાળી.
વિધ વિધકા પહેર્યા સાળુ કસબી અંગે,
રૂમ ઝુમ રૂમ ઝુમ કર જોની સાહેલી સંગે,
ચલતી હે હંસકી ચાલ ઠમકતી ચાલે,
સિંદુરકા ટપકા કીયા હે સુંદર ગાલે.
નિજ યારકુ દેખી લેતી કરસેં તાળી,
મહોબતમેં બડી ભરપુર તું કામણગાળી.
કયા પાઉ પદ્મણી સરખા મંદગતી ચલતી
છાતીસે અંગ મરોડી નુખરાં કરતી.
નેનુંમેં કાજળ કીયા કંઠપે માળા,
દેખકે યારકુ કરતી રંડી ચાળા.
અતલસકી ચોળી તનપે ચુદડી કાળી,
મહોબતમેં બડી ભરપુર તૂં કામણુ ગાળી

તેરા મુખ પુનમકા ચંદ્ર તેજકા બિંબા
લટકાળી ચલતિ લટકે પ્યારી રંભા.
દંતુ તુજ દાંડમ બીજ સરિખા પ્યારી,
તું જુવાન નરસેં કરતી મહોબત યારી;
કોઇ છકડ ખાતા જુવાન તુજકું ભાળી,
મહોબતમાં બડી ભરપુર તું કામણ ગાળી
તું સરોવરકી અંદરસેં જલભર જાતી,
કરકે તું ઉંચા હાથ બતાતી છાતી.
પ્રિતમકું તેના માર કમર લચકાતી
ઇસારા કરકે યારકુ ઘર બોલાતી,
હોતીહેં મનમેં મગન દોસ્તકું ભાલી
મોહબતમેં બડી ભરપુર તું કામણગાળી,
બીઠાકે યારકુ પલંગ બીછાતી પ્યારી,
કરતીહે મન મસ્તાઇ પ્રેમમાં ડારી.
તુ આકે પ્યારેકી પાસ ભેટ કયા લેતી,
મહોબતમેં નરકા કરમં છાતી દેતી.
મીલાકે યારકે યારકો પ્યાર બોલતી બાળી
મહોબતમાં બડી ભરપુર તૂં કામણ ગાળી
તન પરસેં કપડા દુર કામની કરતી,

મનમેં તું કીસેકા ધોકા કુચના ધરતી,
સુલાકે યારકુ પાસ બચન ખુબ કહેતી,
આશક માશક દો મીલે મજા ખુબ લેતી
તું વશ કરતીહે નરકુ ગુમાન વાળી,
મહોબતમેં બડી ભરપુર તું કામણ ગાળી
તેરા મુખ ગુલાબી ફુલ તેજહે ભારે;
નેનુંકા ચડાવી બાણ યારકુ મારે.
નારીને નર દો મીલી. ખેલ કયા કરતી,
દુસરા કો જનકા કભી ડર નહી ધરતી.
એ ઇશક ફેદમેં પડે લાગતી તાલી,
મહોબતમેં બડી ભરપુર તું કાંમણગાળી.

જન્માષ્ટમી, શીવરાત્રી આદી મેળાઓનો

ચિતાર

**લાવણી.**

રઢીયાળી આવે નાવા કારણ નારી,
સરખા સાહેલી શોભાવાળી સારી;
ગાતી ગુણવંતી રાગ મનોહર તાણે,
વેગે આવેતે ઉતાવળી સઉ જાણે,

ખોળામાં ઘાલ્યા દાણા ખજુર ખાવા,
ચપટી બાંધ્યાંછે ખેડે પીચંળ કરાવા.
ધમકાર કરતી ધસમસ આવે ધારી,
સરખી શાહેલી શોભા વાળી સારી.
તે મધ્યે આવે સેલ પુરૂષ સેલાણી,
બાંધ્યાંછે માંથે ફટકો રંગીત જાણી,
બંડી પહેરેલી ધોઇને ધોળી કીધી,
નારી મોહાવા મોરલી ઝાલી લીધી.
માથામાં છોગાં બેચાર કમર કટારી,
સરખી શાહેલી શોભા વાળી સારી.
લટકેછે ફુમતાં છરીયે રાતાં કાળાં,
લોચનછે તીખાં લાલ શરમા વાળાં;
પઇશા ગજવે બે ચાર ખુંબ ખખડાવે,
કદી અકેક પઇસો આપી નારી સમજાવે;
તે નર પાછળ ગુલતાન બને સહુ નારી,
'સરખી સાહેલી શોભાવાળી સારી.
વળી નારી નહાવા જાય જ્યારે કુંડામાં,
કાદવ કીચડથી ના'ય માગો ઝુંડામાં;

પહેરેલું લુગડું વેંત જેવડું ભારે.
રંગે કાળી પણ જણાય રૂપ વધારે,
કંઇ છાકેલા જન જુએ તેહને ધારી;
સરખી સાહેલી શોભા વાળી સારી.
નહીં લાજ જરામરજાદ તણો કંઇ તોલ,
કો નફ્ટ કામની જોઇ બોલતા બોલ.
તો પણ નવ બોલે બોલ બાવરી થઇને,
અવળુ ભાળીને જાય ઘણું ગભરાઇને.
પણ ઉઘાડી છાતી નવ ઢાંકે નારી,
સરખી સાહેલી શોભાવાળી સારી.
કાળી પણ કાંમણ ગાળી નારી લાગે,
જોઇ છબિલિ ભુખ તરસ સહૂ ભાગે.
રંગે કાળી પણ રૂપ વધારે દીસે'
સહૂ જુવાન નરનું મનડું જોવા હિસે.
મરડાને મુખડુ હસે સરવને ભાળી,
સરાખ સાહેલી શોભા વાળિ સારી.
એ શામ વરણ સોભેછે સુંદર એવિ,
પળમાં સહુ નરને પિત કરાવે તેવિ,
સહુ સહિઅર ટોળે વળી સમાણિ બેસે.

ખજુર કોપરૂ ખારેક ખાંડ તે લેશે,
મારેછે નયની ચોટ નરને ભાળી,
સરખી સાહેલી શોભા વાળી સારિ.
વળી કોઇ કહે મસ્કરિ તણા બહુ બોલ,
કાઢેલિ લાજને કહેજે મુખડુ ખોલ.
ભગત,પણ ભુલિજાય જોઇને જુકિત,
કહેશેજે મુકીદોને અળગી મુકિત.
જોયુંછે જેવું તેવું કહુંછુ ધારી,
સરખી શાહેલિ શોભા વાળિ સારી.

---

## પુરૂષને વિષય કરવાના મરજી હોયતો સ્ત્રીની સાથે કેવી રીતે વર્તે.

### લાવણી.

નારી સારીકુ દેખી મોહ મન લાગે,
નારીકો છાતો જોઈ કામ તન જાગે.
પણ ના હોય મરજી નારીની તેપરે,
નવ જુવે ઝાંખોને તે નરની ઉપરે.
પણ નરના મનમાં ઘા લાગેલો એનો,
તે કારણ સુધ બુધ ખોઇ લે કેડો તેનો.
જાણી જોઇને કંઈ વસ્તુ જઇને માગે,

નારીકી છાતી જોઇ કામ તન જાગે.
અકાંત વાસમાં ના કહેવાનું કહે છે,
સમજીને બિચારી સામા સાંખી રહે છે.
બીજાના દાખલા બતાવે લંપટ જનના,
વળિ હસતાં હસતાં ચાળા કરે બહુ તનના
માગે તે વસ્તુ અધિક મુકે આગે,
નારી સારીકુ દેખી કામ તન જાગે.
કંઇ વાત કહે ઇશકની પ્રિતી જાણી,
જાણે કે મારા રૂપ થકી લોભાણી.
પ્યારી પ્યારી એ કહે કામ સૌ કરતો,
નવ ગણી લાજ મરજાદ કદી ના ડરતો.
અબળાને જોઇને આગ અંગમાં લાગે.
નારી સારીકુ દેખી કામ તન જાગે.
કોઇ દીન લાગ મળવાથી છાતી ઝાલે છે,
વળી બળાત્કારે અધુરનો રસ લેછે,
પણ ધુધવાઈને ધમકારે કામની કે'છે.
મનમાં આવે તે નરને ગાળો દે છે,
કહે ભાઈલાલ તે જોઇને મુરખ ભાગે,
નારી સારીકુ દેખી કામ તન જાગે.

# સ્ત્રીને વિષય કરવાની મરજી હોય તો નરની સાથે કેવી રીતે વર્તે.

લાવણી.

અલબેલી અબળા ભરેલ મદની પ્યારી,
ધારે ઓ જનસેં પલમેં કરલે યારી.
દેખેકો જોબન વાળા નરકુ જયારે,
પ્રગટાવે મનમેં પ્રિત કામના ત્યારે.
ધારે મનમેં ઓ નરસેં ભોગ કરના હે,
નેનુંકા ચડાકે બાણ કતલ કરતા હે,
નુખરા કરને લગતી હે ભામની ભારી,
ધારે ઓ જનસેં પલમેં કરલે યારી.
આતી હે પુરૂષકી પાસ એ વારંવારે,
મોહની લગાવા બોલે બાળા ભારે.
પળમેં હસતી વળી પળમેં દેતી તાળી,
બેસેછે નરકી પાસે જાદુ વાલી,
જોતીહે નરકી સામ નજરસેં ધારી
ધારે ઓ જનસેં પલમાં કરલે યારી,
ફરતી ફરતીને કરતિ નેન ઇસારે.

પલટાવે અપના મુખ ચારકું મારે.
કદી હાથ પકડકે છાતી ઉપર નાખે,
બેસે ઓ વેળા જાંગ ઉઘાડી રાખે.
કદી બાત કરે ઇશકની પ્યારી પ્યારિ,
ધારે ઓજનશેં પલમેં કરલે ચારી.
એકાંત વાસમાં આવી નર સમજાવે,
વળી પ્યારા પ્યારા કહીને યાર બોલાવે,
પછી ફિદા થાયછે નરતે નારી પરે;
જાણે તન મનને ધન છબિલી ખરે.
થઇ જાય પછીથી વશ રહેછે હારિ,
ધારે ઓ જનસેં પલમે કરલે યારી.
સુવાકી સેજમેં નરકી પાસે આવે,
કંઇ કહે વાત વીરહકી પ્રિત ઉપજાવે,
મગરૂર બની મહાલેછે મદની માતી,
રાખીને અંદર કપટ થકી ધન ખાતા.
તવ નરકુ મગટે કામ જોબના ભાળો,
ધારે ઓજનસેં પલમેં કરલે યારી.
તન મન ધન અરપી દોય મજા ઉડાતા,

પ્રિતમકું પ્રગટે પ્રિતી ચુંબન લગાતા.
એ વિખ સરખી નારીના વશ થયો પોતે
હર્શથી જાયછે દિન રાંડને જોતે.
મહોબત કરકે પઇશાકું લુટતીપ્યારી,
ધારે ઓ જનસેં પલમેં કરલે યારી.

## रीसाअेली स्त्री केवी रीते वर्त्तें.

### લાવણી.

પિયુજી જાયછે ડાકોર દરશન કરવા,
મંગાવિ નારિએ ચુંદડિ અંગે ધરવા.
નો'તા પઇશા બિચારા નરનિ પાસે,
નવ લાવ્યો ચુંદડિ અરે થઇ ઉદાશે.
નિજ ઘેર ગયો ગુણવંતો ઘણું ગુંચાઇ,
નવ લાવ્યો ચુંદડી અંગે ધરવા.
દિધીત્યાં ગાળ દશ વિશ અરે નરનેતો,
નવ રાંધિ કાંઇ રસોઇ ખાવા વરનેનો.
સુતિ જઇ સામા બડતિ બાળા,
પિયુજીને થયો અપવાસ કરમના કાળા.
થઇ રાત પછીથિ નાથ ગયો સુવાને.

બોલાવ વાર બેચાર બેઠી રોવાને.
નારીએ કર્યું રૂદન નેત્ર જળ લાવી,
પિયુજીએ પોતે પિન કરી બોલાવી.
તેમ તેમ તો રામા રડે ગાળ બહુ દે છે,
લાંબા લાંબા કર કરીને મેણાં કેછે.
ગાળો હુંકારા ધણીને મન નવ લાગે,
રીસઇલી રામા પાસે કામજ માગે.
કહે આમ કરેશું સમજણવાળિ થઇને,
લાવીશું કાલે ચુંદડી ડાકોર જઇને.
તવ બોલી રામા રિસે તને મેં જાણ્યો.
ઘોર્તાજોરો અંગારા મેલવા આણ્યો,
નવ જોઇએ મારે હવે ચુંદડી તારી.
શું કરવા લાવે સજ્જામાં મુકવા મારી,
જા આજ થકી હવે નામ મારૂં લેતો ના.
નહીં પિયુ તું મારો હું સ્ત્ર તાની ના.
કાલે હું જઇશ પિયર માત ઘેર મારી,
ધણીઓ છે તારે ગામની અંદર નારિ.
પછિ પિયુ જાય સમજાવા મદનિમાતિ,
હળવે રહિને પકડે છે પિયાનિ છાતિ.

તરછોડા કરતી હાથ ખશેડી નાખે,
નવ વદે પીયુડો વચન કારંમાં સાંખે.
વળી સોગન દઇને ચુંબન કરવા જાય,
તેમ તેમ એ શંખણી નાર અતિ અકળાય.
વળી વહુના દબાવી હાથ સ્તન ઝાલે છે,
તો રાંડ ઘણી ગાળો દઇને બોલે છે.
વળી ધીરે રહીને વસ્ત્ર ખશેડે જાતે,
અભાગા તે નરને મારે લાતે લાતે.
જેમ તેમ કરી કરગરી મનાવી નારી,
છાકેલો નારથી રહ્યો બાપડો હારી.
પછી બળાત્કાર કરીને રંગ રસ લીધો,
એ રાંડ શંખણી સાથે ભોગજ કીધો.

એવી પરણીશું વૈભવ જગમાં લઇશું,
અભાગી રાંડ સાથે શું સુખીયા થઇશું.
શું કરીયે જગતમાં નારી વિના નવ ચાલે,
ગમતું થાયે ગોવિંદનું લખેલું ભાલે.
મિત્રો હું કહું છું સરવે વળી સાંભળજો,
કામની કરો તો જોઇને ડગલાં ભરજો.

# दंपत्ति जोड़ाना शयन ग्रहनी लेहेर

વસંતતિલકા છંદ.

વાળુ કરી વશ થઇ મન મોહમાંરે,
પ્યારા પછાડી વીચરે રસ મહેલમાંરે.
વેગે વળે વિરહમાં પ્રિય ભેટવાને,
ગજેંદ્ર જેવી ગતીથી સુખ સાધવાને:
ઢાળે પલંગ સૂભ વસ્ત્ર સજીને સાજ,
પંખો ધરે ઉપર તે નીજ સ્વામી કાજ.
કહે સ્વામીને જઈ વળી નમી વાક્ય બોલી
પ્યારા પધારો તકીયે ચિત્ત આપ ખોલી,
વાળી બીડી રસાળી મુખમાં મુકુ હું.
સોપારીને શુધ કરૂં પાએ નમું હૂં.
ઇલાયચી વળી અને લંજ મુખ વાસ,
મુકયા છે સ્વામી ખાવા વળી આપ પાસ
દયો આગના વળી મુને પગ ચંપી માટ,
જોતી હશે પ્રિય પતિ સુભ સેજ વાટ.
રીઝાવી રામા પતિને સમજાર્વા લાવી,
મોહીત મન કરવા મોહની લગાવી.

## તોટક છંદ

કરજોડી વદે પ્રિય કંથ કને,
કહો શી આગના દીલ જાની મને,
મૃદુ વાકય પ્રિયા મુખથી ઉચરે,
નિજ નાથ તણું સહુ દુખહરે.
કદી કંથ સમીપજ બેસે વળી,
રમતાં સૂભ ખેલ સદા બે મળી,
હસતી હસતી સમીપે ખસતી,
નિજ કંથની સાથ કરે મસતી.
કહે પ્રિતમ નારને પ્રાણ પ્રિયા,
મધુરી મહીલા ચિત્ત ચોર લીયા,
ચપળા તું ચરીત્રથી મોહી ગયો,
વિનતા તુજ વાકયથી વશ થયો.
તુજ વિણ ન કોઇ મને ગમતી,
મુજ કાળજ માંહે રહે રમતી,
પતી પાસ ઉછંગમાં બેઠી જઇ,
વિનતા વૃદ્ધ વ્યાકુળી અંગ થઇ,
બહુ નાજુક અંગ સકોમળ છે,

મુખ તેજ સશી સમ શોભીત છે.
કદળી સમ ઝાંઘ ઘણી જુગી
થયે સ્પર્શ જરૂર મળે મુકતી,
પગ પત્ર સમુદ્દર શોભીત છે,
ફળ રૂપ અલૌકીક આસ્તન છે.
વળી કંઠ કપોતની લાજી રહી,
ઉપમા નવ જાય મુખેથી કહી,
મૃદુ વાકય વળી મુખથી ઝરતાં,
પુષ્પ મોગરા જાય ખરે ખરતાં.
પતિ એ નીરખી તવ નારી વળી,
ભુલી ભાન ગયો એ અનંગ ભળી,
નીરખે સ્તન ગાલ મનોહર છે,
અધરોષ્ટ મહી ભર્યું અમ્રત છે.
ગ્રહે છે પતિ પત્નિ તણા સ્તનને
બહુ પ્રિત થકી કરે ચુંબનને,
હૃદયે રહી તે મહાલા હસતાં,
વળી અન્યથી અન્ય કરે મસતી.
પ્રિયરે પ્રિયરે મુખ વાકય વદે,

લઇ ભેટ કદી લપટાવે રદે,
તુજ મુખ બહુ રહીયાળુ ખરે,
તુજ આંખ રૂડાં અણીયાળી ખરે.
તુજને નીરખી નવ શાંત થઉ,
તુજ પાસ વશીને પ્રસન્ન રહું,
વળી દાં'પણ છે તુજમાંજ ઘણું,
મુજ મુખ વડે શું અધિક ભણું.
બહુ પુન્ય પ્રતાપ થકી વિનતા,
થયો તુજ થકી સુખીયો ભરતા.
નહી થાઉ કદી તુજથી અળગો,
અવતાર ધરી તુજને વળગ્યો.
સરખા તુજ આ વિનતાજ મળી,
ધન્ય ભાગ્ય ગણું હું સદાય વળી.
જગમાંજ વલી તું સમાણી હશે,
હશેતો સુખીયો તે સદાય થશે.
નહીતો પછીથી પસ્તાવું પડે,
સંખણી થકી સું સુરા નીત્ય નડે,
કહું છું હું સદાય અનુ ભવથી,
સુખીયો જગમાં જન કોઇ નથી.

## સુચના,

સરવે સદગ્રહસ્થોને આ જાહેરખબરથી ખબર આપવામાં આવે છે કે નિચે લખેલી ચોપડીઓ ઘણીજ સારી સુધારાથી બનાવેલી તથા ઘણીજ સારી છાપથી અમારા છાપખાનામાં છપાએલી છે. તેમજ——બીજીથી તે સાતમીસુધીના અરથ તથા વારતાઓ તથા કાયદાઓ તથા સંસ્કૃત પુસ્તકો તેમજ જૈનધરમના તથા વૈશ્ણવધરમના લોકોને અતિ ઉપીયોગી પુસ્તકો ઘણીજ કીફાયતથી નિચે લખેલ ઠેકાણેથી મળશે.

બુકસેલર —— મગનલાલ વરજભુખણદાસ
" લલુભાઇ અમુલખદાસ
" મગનલાલ દેવચંદ
" ફકીરચંદ ફીલાચંદ
,, મોતીલાલ મગનલાલ
,, ત્રંબીકાનદાસ રણછોડદાસ ડાકોરવાળા.

જોબકામ--અમારા છાપખાનામાં સઘળી જાતનું કામ ઘણી સરસ છાપથી તેમજ છપાવનારની મરજીમાં આવશે તે જાતના ટાઈપમાં છાપી આપવામાં આવશે.

લી.

અમદાવાદ ન્યાયસાગરપ્રેસના મેનેજર
મગનલાલ વરજભુખણદાસ